# [illegible] કિન્ડર-ગાર્ટન-સ્ટૉર્સ.

## ( પ્રાઇસ-લીસ્ટ ૧૯૨૨. )

| | | | | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|---|---|---|
| ળાક્ષરો રચવાનું લેટર બોક્સ (ગુજ. બાળ. છઠ્ઠું) | | | | ૧ | ૦ | ૦ |
| ,, ,, ચિત્રપટ બોક્સ ,, ,, ,, | | | | ૧ | ૦ | ૦ |
| ,, સચિત્રકાર્ડ બોક્સ ,, ,, ,, | | | | ૦ | ૧૨ | ૦ |
| ,, ,, અક્ષર-બુક ,, ,, ,, | | | | ૦ | ૮ | ૦ |
| ,, લાકડાં તથા કાર્ડપરબોક્સ ,, ,, ,, | | | | ૧ | ૪ | ૦ |
| ,, પદ-વાક્ય બોક્સ ,, ,, ,, | | | | ૧ | ૦ | ૦ |
| ,, સચિત્ર નકશો ,, ,, ,, | | | | ૧ | ૨ | ૦ |
| ,, બાળ-ઘડિયાળ ,, ,, ,, | | | | ૦ | ૮ | ૦ |
| ચિત્ર મૂળભાગ તથા પહેલી ચોપડી દરેક | | | | ૦ | ૩ | ૦ |
| માંક પઝલ ચિત્ર બોક્સ | | | | ૧ | ૦ | ૦ |
| માંક મણકા બોક્સ | ૧ | ૮ | થી | ૩ | ૧૨ | ૦ |
| સાબ ડોમીનો પેપર બોક્સ | | | | ૧ | ૮ | ૦ |
| ,, ,, વુડન બોક્સ | ૩ | ૮ | થી | ૬ | ૦ | ૦ |
| ,, મણકાની સ્લેટ ( કાર્ડ બોર્ડ ) | | | | ૧ | ૪ | ૦ |
| ળ-ડ્રાઇંગ બુક ભાગ—૧-૨ દરેક | | | | ૦ | ૨ | ૦ |
| ,, ,, ચેકરડ-સ્લેટ ( કાર્ડ બોર્ડ ) | | | | ૦ | ૧૨ | ૦ |
| ,, ,, ,, ,, મ્હોટી પથ્થરની | | | | ૪ | ૧૨ | ૦ |
| ડ્રાઇંગ બોક્સ ( નહાનું ) | | | | ૧ | ૪ | ૦ |
| ,, ,, ,, મ્હોટું | | | | ૪ | ૮ | ૦ |
| ન્ડર ગાર્ડન ડ્રોઇંગ બોક્સ | | | | ૨ | ૪ | ૦ |
| ન મોઝેઇક ન્હાનાં | | | | ૧ | ૪ | ૦ |
| ,, ,, મ્હોટાં | | | | ૩ | ૧૪ | ૦ |
| ળ સ્લેટપર પાડવાના બોક્સ | | | | ૧ | ૧૨ | ૦ |
| ડેલ ચીત્ર બોક્સ નં. ૧ ૨ ૩ દરેક | | | | ૪ | ૧૨ | ૦ |
| ન્ડર ગાર્ડન બક્ષિસ બોક્સ ( ૧-૬ ) | | | | ૧૦ | ૧૪ | ૦ |
| પેન્ટીંગ બોક્સ | | | | ૧ | ૧૨ | ૦ |

# હેલવાડાકર કિન્ડર ગાર્ટન સિરિઝ.

## " બાળ-ગ્રંથાવળી નં૦ ૧ થી ૨૦ "

| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| ૧. કિન્ડરગાર્ટન વાંચન-માળા મૂળ ભાગ (સચીત્ર) | ૦ | ૩ | ૦ |
| ૨. કિન્ડરગાર્ટન વાંચન-માળા (પ્હેલી ચોપડી) | ૦ | ૩ | ૦ |
| ૩. કિન્ડરગાર્ટન ભાગ ૧ થી ૩ દરેકના (ત્રીજી આવૃત્તિ) | ૦ | ૪ | ૦ |
| ૬. બાળ કસરત ભાગ ૧ (સચીત્ર) ત્રીજી આવૃત્તિ | ૦ | ૨ | ૦ |
| A. બાળ કસરત ભાગ ૨ જો (નથી) ... ... | ૦ | ૨ | ૦ |
| ૭. શિશુશિક્ષણ (સંક્ષિપ્ત કવિતામાં-નવી આવૃત્તિ) | ૦ | ૪ | ૦ |
| ૮. બાળ કહાણિયો (ત્રીજી આવૃત્તિ) | ૦ | ૨ | ૦ |
| ૯ બાળ ભાગ ૧-૨ દરેકના (ત્રીજી આવૃત્તિ) | ૦ | ૪ | ૦ |
| ૧૧ કિન્ડરગાર્ટન પાઠમાળા (વાંચન-પદાર્થ પાઠ) | ૦ | ૨ | ૦ |
| ૧૨. બાળ શિક્ષણ ગરબાવળી (સુધરેલી ત્રીજી આવૃત્તિ) | ૦ | ૪ | ૦ |
| ૧૩. સંગીત-સતીમંડળ (સ્ત્રી ધર્મનીતિ જ્ઞાન) (નથી) | ૦ | ૪ | ૦ |
| ૧૪. બાળ-ખેલ (સચિત્ર કિન્ડરગાર્ટન, ચોથી આવૃત્તિ | ૦ | ૫ | ૦ |
| ૧૫. બાળકોની રંગભૂમી (નાનાં નાટકો-નવી આવૃત્તિ) | ૦ | ૨ | ૦ |
| ૧૬. બાળ જ્ઞાન ( સૃષ્ટી પદાર્થ શિક્ષણ ) (નથી) | ૦ | ૨ | ૦ |
| ૧૭. બાળ ગીત ( હાવ ભાવ સહિત ત્રીજી આવૃત્તિ ) | ૦ | ૨ | ૦ |
| ૧૮. કિન્ડરગાર્ટન—પદાર્થપાઠ | ૦ | ૨ | ૦ |
| ૧૯. કિન્ડરગાર્ટન ડ્રૉઇંગ બુક ભાગ ૧ | ૦ | ૨ | ૦ |
| ૨૦. કિન્ડર ગાર્ટન ડ્રૉઇંગ બુક ભાગ ૨ | ૦ | ૨ | ૦ |
| A. કિન્ડરગાર્ટન ગ્રંથમાળાં (આખો સેટ) એકજ પુસ્તકમાં | ૪ | ૦ | ૦ |

આ પુસ્તકો, સરકારી ગુજરાતી પ્રાથમીક શાળાઓમાં તેમજ વડોદરા જુનાગઢ વગેરે દેશી સ્ટેટોમાં 'ઇનામ-લાઇબ્રેરી' તરીકે તથા શાળા શિક્ષકોને વાપરવા માટે મંજુર થયાં છે.

રચનાર—ગોપાળજી કલ્યાણજી હેલવાડાકર,
ઠે. માણેક બીલ્ડીંગ, અમૃતવાડીને નાકે,
ગીરગામ બેકરોડ, નં. ૪. મુંબઇ.

# પ્રસ્તાવના.

ગુજરાતી પ્રાથમિક શાળાઓનાં નવીન ધોરણોમાં બાળવર્ગ અને પ્હેલાં ધોરણના બે વિભાગ પાડવામાં આવ્યા છે, અને તે ધોરણોમાં કિન્ડરગાર્ટન રૂઢી પ્રમાણે શરૂઆતનું શિક્ષણ આપવાનું ઠરાવ્યું છે. કિન્ડરગાર્ટન શિક્ષણ આપવા માટે, સરકારી કેળવણી ખાતાએ '**બાળ-ખેલ**' નામનું પુસ્તક મંજુર કર્યું છે, અને વાંચન જ્ઞાનમાટે '**હોપકૃત પ્હેલી ચોપડી**' નકી કરેલી છે. પ્હેલી ચોપડી પ્હેલા ધોરણમાં ચાલે છે, પણ બાળવર્ગમાટે ગુજરાતી કિન્ડરગાર્ટન વાંચન-માળામાં એક પણ પુસ્તક નથી. અંગ્રેજી બાળ-વાંચન Infant reader પુસ્તકો ક્રમવાર રચાયલાં છે. અને હાલમાં મરાઠી બાળવર્ગ માટે એક ન્હાનું પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે ગુજરાતી બાળવર્ગના ઉપયોગ માટે એક સચિત્ર અને સરળ રચનાવાળું પુસ્તક રચવાની જરૂર છે, એમ કેળવણીખાતા સાથે સંબંધ ધરાવનારા કેટલાક વિદ્વાન મંડળનું મત છે, અને તે અનુસાર મ્હારા વિદ્વાન મિત્ર મરહુમ મિ. માધવલાલ હરિલાલ દેશાઇ તથા બીજા અનુભવિ ગૃહસ્થોએ અગાઉ મ્હને સૂચના કરવાથી આ બાળઉપયોગી પુસ્તક રચવામાં આવ્યું છે. અને તે રચના, તે ગૃહસ્થોની અનુભવી દ્રષ્ટિ તળે પસાર થવા પછી, બાળવર્ગના ઉપયોગ માટે હાલ આ પ્રકટ કરવામાં આવ્યું છે.

આ પુસ્તક પ્હેલી ચોપડી શિખવ્યા પ્હેલાં શરૂઆતનાં બાળવર્ગના ઉપયોગમાં લેવાનું છે, અને તેથીજ તેનું નામ '**મૂળભાગ**' આપ્યું છે. નાનાં બાળકોને ગમ્મત સાથે જ્ઞાન આપવા માટે ચિત્રપદાર્થનો ઉપયોગ કરવાની જરૂર પડે છે, પરંતુ તે પદાર્થ-ચિત્ર,

બાળકોના વ્યવહારમાં આવેલાં હોવાં જોઇએ; બાળકોને પોતાની રમતના પદાર્થ પ્રિય હોય છે, અને તે પદાર્થવડે શિક્ષણ મેળવવા તેઓ હમેશાં આતુર દેખાય છે. ફ્રેડરીક ફ્રૉબલે એજ હેતુથી કિન્ડરગાર્ટનમાં બાળ-વ્યવહારના પદાર્થનું ગુંથન કર્યું છે. કિન્ડરગાર્ટનની રમતોના મધ્યમાર્ગમાં ચિત્ર-પદાર્થનાં સાહિત્યો જોડે વાંચન જ્ઞાનના પદાર્થની રચના થઇ છે. એ પદાર્થ **કડીઓ અને સળીઓ** છે. તે વડે **મુળાક્ષરો અને અંકની** રચના કરવામાં આવે છે. ફ્રૉબલની આ બાળરૂઢીનો ઉપયોગ કરતાં વાંચન જ્ઞાન માટે બાળ વાંચનમાળાની મદદ લેવી પડે છે. સળીઓ અને કડીઓવડે રચાયલા અક્ષરો, કયા પદાર્થ-નામના પ્રથમાક્ષરો છે, તે ચિત્ર-પદાર્થ વડે પ્રત્યક્ષ બતાવવું પડે છે. આ સ્થળે ચિત્ર-પદાર્થના નામનો પ્રથમાક્ષર ઉપયોગમાં લીધો, એટલેથીજ તેના ઉપયોગની હદ આવી રહેતી નથી, પણ તે પદાર્થો સંબંધી કંઇ કંઇ જ્ઞાનની જરૂર રહે છે; અને તે પદાર્થ, બાળકોને વ્હાલા, તેમજ અનુભવેલા હોવાથી, તેઓ તેનું સત્વ, સ્વાભાવિક રીતે ઝડપથી બતાવી શકે છે. નાનાં બાળકોને પોતાની વ્હાલી વસ્તુનું વર્ણન કરી બતાવવાની બહુ ટેવ હોય છે, ને તે ટેવનો શિક્ષક ઉપયોગ કરી લેવાની આ ઉત્તમ તક છે. જ્યારે બાળકો સારી પેઠે અનુભવતાં થયા, કે પ્રથમ વ્યંજનના કાના માત્રવિનાના સાદા અક્ષરો જોડીને શબ્દ બનાવવાની રીતપર શિક્ષકોએ બાળકોને દોરવવાં. જેમ '**ઘર-તલ**' ઇ. તે પછી ત્રણ અથવા ચાર અક્ષરોના સાદા નામ પડાવવાં, જેમ કે **કલમ-ઉંદર** ઇ. અને તે જ્ઞાનમાં પ્રવીણ થયા પછી તેનાંજ સાદાં વાકય રચાવવાં. જેમ કે '**છગન કલમ પકડ**' ઇ. તે પછી બાળકોને સ્વર સાથે ઓળખાણ કરાવવું, વ્યંજન સાથે સ્વરનો સંબન્ધ જોડતી વેળા, એકદમ સ્વરના બધા અક્ષરો તથા ચિન્હો શિખવી દેવા નહિ. પણ ધીમે ધીમે એક એક અક્ષર જોડવો, ને તે સાથે

તેની બોલવાની તથા લખવાની રીત સમજાવીને એક એક શબ્દ રચાવી બતાવવો. જેમ કે ક+આ-એટલે ક+ા=કા અને તેવોજ બીજોજ અક્ષર મેળવીને કા+કા એટલે કાગડાનો ઉચ્ચાર અથવા 'કાકા' નું ઓળખાણ આપવું. જેમ જેમ વ્યંજનસાથે સ્વરનાં ચિન્હો જોડાતાં જાય, તેમ તેમ તેનો સંબન્ધ બતાવવો. જેમ કે, 'કાકા' 'કાકી' 'હાથ' ઉપરથી 'હાથી' ઇ. અને તે ઉપરથી પછી શબ્દની અને વાક્યની રચના કરાવવી.

પરંતુ તેમ કરતાં શિક્ષકે સંભાળ રાખવી કે જે સ્વરનો ઉપયોગ થયો ન હોય, તે અંદર દાખલ ન થઇ જાય! જેમ કે 'આ ગાય ઘાસ ખાય' તેમાં અનુસ્વાર સરખું ચિન્હ તેમાં ન આવે. વ્યંજન અને સ્વરનો આ પ્રકારે ધીમો સંબન્ધ બાળકોના લક્ષને સાબિત દૃઢ કરે છે, અને તેનો ધીમો વ્યવહાર, વાંચનજ્ઞાન માટે બળવંત બને છે. આ રૂઢિ પ્રમાણે શીખવનારા શિક્ષકો, પોતાના અનુભવથી કહે છે, કે તેમ કરતાં ધિરજ અને સહનશીલતાનો બહુ ઉપયોગ કરવો પડે છે, અને વખત પણ ઘણો જાય છે, પરંતુ ઉતાવળે ચાલીને છ માસમાં ચાર ચોપડી વંચાવવાની વૃથા મહેનત કરવા કરતાં આ રીતે ધીમું શિક્ષણ બહુ સંગીન થાય છે, ને તેથીજ આ બાળપુસ્તકની રચના આપણા વિદ્વાનોએ પણ પસંદ કરી છે.

ભાદ્રપદ શુકલપક્ષ-પૂર્ણિમા ૧૯૫૪
દેલવાડા—કાઠિયાવાડ. } કર્ત્તા.

## આવૃત્તિ બીજી.

આ પુસ્તક, બાળકોને વધારે સ્હેલું અને ઘર-શિક્ષણમાં ઉપયોગી થવાથી તેમજ તેનો ખપ વધવાથી નવીન આવૃતી કરવામાં આવી છે.

ચૈત્ર, ૧૯૫૯.
એપ્રિલ-મુંબઇ. } દેલવાડાકર.

## આવૃત્તિ ત્રીજી.

આ બાળ-પુસ્તક, બાળ વર્ગમાં વિશેષ પસંદ પડતું થયું છે. અને આ પુસ્તક ઉપરથી, થોડા-ઘણા ફેરફાર સાથે નવી વાંચનમાળા પ્રકટ થવા માંડી છે, એજ તેનો યશ છે.

કિન્ડરગાર્ટન સ્ટોલ
ભાદ્રપદ ૧૯૭૨
સપ્ટેમ્બર-૧૯૧૬ } દેલવાડાકર.

## આવૃત્તિ ચોથી.

ગુજરાતી બાળ વાંચનમાળાની સરકારી ચોપડી ઉપરાંત બીજા અનુભવીઓએ પણ યથાયોગ્ય જ્ઞાને નવી ચોપડીયો પ્રકટાવી છે. પરંતુ અમોને મળેલા અનેક અનુમતથી સિદ્ધ થયું છે, કે આ **મૂળભાગ'** ની રચના, કેવળ ન્હાનાં બાળકોને સરળ, રસિક ને અનુકૂળ વધારે થઇ છે એજ તેની સફળતા છે; આ રચના મુજબ જો શીખવવામાં આવે, તો સહજ પંદર દીનમાંજ બાળકો વાંચતાં શીખી શકશે.

તા ૧૫-૬-૨૨
મુંબઇ. } લેખક.

# મૂળાક્ષર.

## ( વ્યંજન. )

ક ખ ગ ઘ ઙ

ચ છ જ ઝ ઞ

ટ ઠ ડ ઢ ણ

ત થ દ ધ ન

પ ફ બ ભ મ

ય ર લ વ શ

ષ સ હ ળ

ક્ષ જ્ઞ

પાઠ ૧.

( સ્વર. )

| અ | આ | ઇ | ઈ | ઉ | ઊ | એ | ઐ | ઓ | ઔ | અં |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ,, | ા | િ | ી | ુ | ૂ | ે | ૈ | ો | ૌ | ં |

અઃ+ઃ



ઘર.

| | | |
|---|---|---|
| ગ+જ. | દ+સ. | મ+ધ. |
| ત+લ. | ધ+ડ. | ર+મ. |
| થ+ડ. | ન+ળ. | વ+ડ. |
| | પ+ગ. | શા+ણુ. |

પાઠ ૨.





| | |
|---|---|
| હરણ. | બતક. |
| કલમ. | પવન. |
| ગરમ. | ફણસ. |
| છગન. | મગન. |
| જમણ. | રબર. |
| ધમણ. | લગન. |
| નજર. | વચન. |

પાઠ ૩.

કસ+રત. વણ+કર.

પડ+ઘમ. સર+કસ.

બળ+તણ. હળ+દર.

પાઠ ૪.

દસ ગણ.

પગ ભર.

---

પાઠ ૫.

છગન, કલમ પકડ.

મગન, નજર કર.

મગજ ગરમ ન કર.

અમન, ભજન કર.

---

પાઠ ૬.

## આ—ા.



ચા

| | |
|---|---|
| | જા. |
| ક+ા=કા. | ના. |
| ખ+ા=ખા. | બા. |
| ગ+ા=ગા. | મા. |
| ઘ+ા=ઘા. | હા. |

પાઠ ૭.



| | |
|---|---|
| ગાય. | નાક. |
| ઝાડ. | કાન. |
| ડાળ. | હાથ. |

---

પાઠ ૮.

કા+કા=કાકા.

દા+ણા=દાણા.

ધા+ણા=ધાણા.

બા+પા=બાપા.

મા+મા=મામા.

રા+જા=રાજા.

પાઠ ૯.



આ ગાય ઘાસ ખાય.

બા, મામા જાય.

મા, છાશ આપ.

આ ભાત ખા.

જા, શાક લાવ.

આ પાઠ કર.

બા, દાણા લાવ.

પાઠ ૧૦.

ઇ—ઈ—િ—ી.

ઘ+ી=ઘી. બ+ી=બી.

પ+ી=પી. શ+ી=શી.

---

પાઠ ૧૧.



હા+થ+ી=હાથી.

તા+ડ+ી=તાડી.

વા+ડ+ી=વાડી.

તા+ળ+ ી=તાળી.

મા+ળ+ ી=માળી.

થા+ળ+ ી=થાળી.

પાઠ ૧૨.

| | | |
|---|---|---|
| આડી. | સીધી. | પીપ. |
| લીટી. | પીળી. | ગીત. |
| કીડી. | શીશી. | જીભ. |
| દીવી. | ખીલી. | મીણુ. |
| ટીલી. | લીલી. | હીર. |

---

પાઠ ૧૩.

તાળી લઈ ગીત ગા.

માળી ? પાન લાવ.

આ હાથી ઘાસ ખાય.

પાઠ ૧૪.

ભિખારી. દિવાળી.

નિશાળ.



મારી નિશાળ સારી ગણાય.

આ ભિખારી માગી ખાય.



આ બિલાડી ઘી ખાય.

દિવાળીના દીવા થાય.

---

પાઠ ૧૫.



નવલ, ગાડી લાવ

બળદ રમતા જાય.

રામા ? દીવી લાવ.

બા ? પાણી આપ !

જા, પાણી પી આવ.

આ મધની શીશી લાવ.

મગન ? ભાજી લાવ.

શીરીન, આમ આવ.

બા સરસ ગીત ગા.

પાઠ ૧૬.

ઉ—ઊ— ુ— ૂ.

ર+ ૂ=રૂ. ખ+ ૂ=ખૂ.

જ+ ૂ=જૂ. લ+ ૂ=લૂ.

પાઠ ૧૭.

તારા માથા ઉપરથી જૂ જાય.

તાપથી ઘણી લૂ વાય.

આ ખૂણાથી આ ખૂણાપર જવાય.

પાઠ ૧૮.

દૂધ ફૂલ ભૂખ.

ધૂળ બૂમ મૂછ.





સૂરજ.

રૂપિઓ.

ખુરસી. ગુલાબ.

પાઠ ૧૯.

માળી ! ફૂલ આપ.

બા, દૂધ લાવ.

મા, ભૂખ લાગી.

જા, દૂધ–પૂરી ખા.

બા, ખાવા આવ.

ના, ના, જા–ભાઈ.

---

પાઠ ૨૦.

એ— ે

છ+ે=છે. ન+ે=ને.

જ+ે=જે. બ+ે=બે.

ત+ે=તે. લ+ે=લે.

દ+ે=દે.

---

પાઠ ૨૧.

જે છે તે લે.

ને તેને બે દે.

એ એક જણ છે.

તેને એક દે.

---

પાઠ ૨૨.

કેળ. પેટ.

ખેલ. હેત.

તેલ. બેન.

---

પાઠ ૨૩.

જેણે. વેચે. પેટી.

તેણે. બેસે. બેડી.

દેજે. કેરી. શેરી.

---

પાઠ ૨૪.





પેલી કેરી કાચી છે.
તે ઘેલી એઠી એઠી ખાય છે.
એ શેરીએ શેરીએ ફરેછે.
પેલી તેને વાત કહેછે.
તે ઉભી થઇને સામે કેવી લડેછે?
બા, એ ઘેલી પથરા મારે છે.
તેને નાશી જવા દે.
એ કેરી ખાટી છે.
તે ખાતી ખાતી જાય છે.

પાઠ ૨૫.

## ઐ— ૈ

પૈ+ૈ=પૈ.

મારી પાસે એક પૈ છે.
બા પાસે એક પૈસો છે.
બે પૈસા મળીને એક ઢબુ થાય.
એક પૈસાની પેન લેવી છે.
ને બીજા પૈસાની સાકર લઈશ.

---

પાઠ ૨૬.

## ઓ— ો.

જ+ ો=જો. ઢ+ ો=ઢો.
ત+ ો=તો. હ+ ો=હો.



ઘોડો.　　ગોળ.

ગોળો.　　બોર.

વોરો.　　ઢોલ.



મોર.

પાઠ ૨૭.



ચોરસ.　　　　પોપટ.　　　　ગોળ.





આ ચોરસ પાટી છે.
આ ગોળો ગોળ છે.
જો પેલો પોપટ છે.
આ ઘોડો સારો છે.
બા મને બોર દે.
જો પેલો મોર બોલે છે.

પાઠ ૨૮.



# ઔ— ૌ.

કૈ+ ૌ=કૌ. પ+ ૌ=પૌ.

ચ+ ૌ=ચૌ.

કૌઓ— પૌઆ— ચૌદ.

જો પેલો કૌઓ કેવી ચીસ પાડેછે!

તારે પૌઆ જોઈએ છે ?

જો ખાવા હોય તો લે.
દસ ને ચાર ચૌદ થાય.

પાઠ ૨૯.



અં— · (:).

ઘંટ. ઘંટી. આંબો. ચાંદો.
રંગ. પંખી. કાંદો. લાંબો.
વીંટી. પીંછી.
ઈંટ— છીંક.
ઉંદર. ઉંટ.

| | |
|---|---|
| તેં. | મેં. |
| રેંટ. | વેંત. |
| ભેંશ. | મોં. |

---

પાઠ ૩૦.



જો, બા, પેલો ચાંદો દેખાય છે.
તેના ઉપર એક તારો દેખાયછે.

ચાંદા તારૂં ચાંદરણું,
પાલખ બેઠું જાય;
એક મોતી આપી જા,
બાલીનો હાર આ પૂરો થાય.

આ ગીત કેવું મજાનું છે ?

બા, જો એ ચાંદો પાણીમાં દેખાયછે.
ને આરશીમાં ચળકે છે.
ચાંદો રાતે ઉગે છે.
ને સૂરજ તો દિવસે ઉગે છે.
મને ચાંદરણું બહુ ગમે છે.
એતો ઘણું ચળકે છે.
મને તેની સાથે રમવું ઘણું ગમે છે.
બા, હું આ તારા ગણું છું જો !

૧ ૨ ૩ ૪ ૫ ૬
o oo ooo oooo ooooo ooo
ooo

૭ ૮ ૯ ૧૦
oooo oooo ooooo ooooo
ooo oooo oooo ooooo

| | | | |
|---|---|---|---|
| ૧ | ૧૧ | ૨૧ | ૩૧ |
| ૨ | ૧૨ | ૨૨ | ૩૨ |
| ૩ | ૧૩ | ૨૩ | ૩૩ |
| ૪ | ૧૪ | ૨૪ | ૩૪ |
| ૫ | ૧૫ | ૨૫ | ૩૫ |
| ૬ | ૧૬ | ૨૬ | ૩૬ |
| ૭ | ૧૭ | ૨૭ | ૩૭ |
| ૮ | ૧૮ | ૨૮ | ૩૮ |
| ૯ | ૧૯ | ૨૯ | ૩૯ |
| ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ |

| | | | |
|---|---|---|---|
| ૫૧ | ૬૧ | ૭૧ | ૮૧ |
| ૫૨ | ૬૨ | ૭૨ | ૮૨ |
| ૫૩ | ૬૩ | ૭૩ | ૮૩ |
| ૫૪ | ૬૪ | ૭૪ | ૮૪ |
| ૫૫ | ૬૫ | ૭૫ | ૮૫ |
| ૫૬ | ૬૬ | ૭૬ | ૮૬ |
| ૫૭ | ૬૭ | ૭૭ | ૮૭ |
| ૫૮ | ૬૮ | ૭૮ | ૮૮ |
| ૫૯ | ૬૯ | ૭૯ | ૮૯ |
| ૬૦ | ૭૦ | ૮૦ | ૯૦ |